

**OE 56 -Mameru - Daughters used as Shields / મામેરું - નિયાણી દુઃખી ન કરો -ઢાલ બનાવીને સનાતનીઓને ગુમરાહ કરવાના પ્રયત્નો**

**mail@realpatidar.com** <mail@realpatidar.com> Sun, Apr 14, 2013 at 7:32 PM

14-Apr-2014
|| જય લક્ષ્મીનારાયણ ||

હાલમાં સતપંથીઓ, સતપંથમાં પરણાવેલ દીકરીઓ, સતપંથ તરફી લોકો અને મવાળો - અલગ અલગ સમયે - અલગ અલગ જગ્યાએ - અલગ અલગ લોકોના મોઢે એકજ વાત સંભાળવા મળે છે. આ વાતથી સનાતની લોકોને અને ખાસ કરીને સનાતની બહેનોને ભાવુક કરીને નરમ કરવાના પ્રયત્નો કરવામાં આવી રહ્યા છે.

નોંધ પાત્ર વાત - ખાસ કરીને બહેનોએ નોંધ કરવી જોઈએ એવી વાત એ છે કે - આપણી સતપંથી બહેન, દીકરી કે નણંદ પણ સતપંથીઓની આ ચાલમાં શામેલ થઇને ભાવુક રીતે આપણને પીગળાવવાના પૂરે પુરા પ્રયત્નો કરી રહ્યા છે. તમે વિચારજો કે ક્યારે એ બહેન, દીકરી કે નણંદે કોઈ દિવસ સતપંથ છોડવાનો પ્રયત્ન કર્યો?

હવે મૂળ વાત પર આવીએ. વાત એમ છે કે આ નવું પૈન્તરું શું છે? આ નવું પૈન્તરું છે કે સપંથમાં પરણાવેલ દીકરીઓ/બહેનોને ઢાલ બનાવીને વાપરવામાં આવી રહી છે. આવી બહેનોના મોઢે એવું કહેડાવે છે કે...

૧) અમારો શું વાંક?
૨) અમને અમારા વડીલોએ સતપંથમાં વાજતે ગાજતે પરણાવ્યા છે.
૩) અમે કંઈ ભાગીને લગ્ન નથી કર્યા.
૪) તો પછી હવે, મામેરામાં હાજરી નહિ આપીને શા માટે અમારા સાથે સબંધો કાપવામાં આવે છે? અમારો શું વાંક?
૫) નિયાણીઓને દુઃખી કરશો તો તમે ક્યારેય સુખી નહિ થાવ.
૬) વગેરે વગેરે ભાવુક વાતો.

હવે સમજવાની વાત અહીં એવી છે કે...
૧) કયા ભાઈને પોતાના બહેનના ત્યાં મામેરું આપવાનો હરક/ઉમંગ ન હોય?

૨) કયા મા-બાપને પોતાની દીકરીનો પ્રસંગ બગાડવાનો શોક હોય?
જવાબ છે.... કોઈને ન હોય...

જયારે એક ભાઈ પોતાની બહેનને ત્યાં મામેરું ન આપવાનો નિર્ણય લેતો હોય છે, ત્યારે સહુથી વધારે કોઈક અંદરથી રડતો હોય તો એ એક ભાઈ હોય છે. પોતાની બહેનને દુઃખ થતું હોય તેનાથી વધારે દુઃખી એ ભાઈ હોય છે અને તેના મા-બાપ હોય છે.

વિચારવાની વાત એ છે કે એક વ્યક્તિ કેવા સંજોગોમાં પોતે, પોતાના મા-બાપ, બહેન એમ બીજા સગા સબંધીઓને દુઃખી કરે? એ એવું ત્યારે કરશે કે જયારે એને પોતાના છોકરાઓની ચિંતા પોતાનાથી વધારે હોય. એ ફક્ત અને ફક્ત ત્યારે દુઃખી કરે છે કે જયારે એને એમ લાગે કે પોતાની આવતી પીઢી દુઃખી ન થાય. એ ભાઈને ખબર છે કે જે દુઃખ હું હમણાં ભોગી રહ્યો છું એ દુઃખ હું મારી આવનાર પીઢીને ન આપી જાઉં એટલે એ દુઃખ પોતે સહન કરવા તૈયાર થઇ જાય છે.

આવા મક્કમ નિર્ણય લેવામાં પોતાના દીકરા દીકરીઓને સાથે રાખીને એક એવો સંદેશો આપે છે કે જો સતપંથના સાથે સબંધ રાખશો તો અમારા જેવા હાલ થશે. માટે ભૂલથી કોઈ પણ નવા સબંધો સતપંથીઓ સાથે ન થાય એ તકેદારી રાખવા માટે અને આવો કડક સંદેશો આતી પીઢીને ચોખ્ખે ચોખ્ખી રીતે મળે તે માટે એક ભાઈ અને તેનો પરિવાર જાતે સહન કરીને અને બલિદાન આપીને સમાજના હિત માટે હૃદય ઉપર પથ્થર રાખીને કડક પગલાં લે છે. ખરે ખર ધન્ય છે આપણો સમાજ કે જેમાં આવા વિરલા ભાઈઓ અને તેમના મા-બાપ પાકે છે.

આપણા સમાજમાં સતપંથી બહેનોના ત્યાં મામેરા ન આપવા વાળા, અને સમાજ માટે વ્યક્તિ ગત અને પારિવારિક રીતે બલિદાન આપનાર, શુર વીર ભાઈઓનું બહુમાન થવું જોઈએ.

ભલે અમુક લોકો (એટલે મવાળો) પાસેથી અણગમતી અને ઢીલી વાતો સંભળાય. પણ ખરે ખર સમાજ આવા ભાઈઓ માટે ગર્વ અનુભવે છે. તેની ખાત્રી રાખજો.

Real Patidar
www.realpatidar.com

---

- Views expressed here are for the sake of discussion and knowledge only.